# ન્યાય-સિંધુ.

નાટકનાં ગાયનો અને ટુંક સાર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના માલેક**
**મુંબઇ.**


શ્રી કચ્છી દશા ઓશવાળ બોર્ડીંગ પ્રેસમાં છાપ્યું છે.

આવૃત્તિ ૧ લી | પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૨. | ઈ. સ. ૧૯૧૬.


કિંમત ત્રણ આના.

આ પુસ્તક શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બોર્ડીંગ પ્રેસ ખડક મહાજનવાડી ઘર નં. ૨૦૨-૨૦૪ માં ઠાકોરદાસ મંગળજીએ છાપ્યું છે અને આ શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના માલેક શામજી મંગાજરે છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

---

## જાહેર ખબર આપનારાઓને અગત્યની ખબર.

# નાટકનાં મુખ્ય પાત્રો.

---

## પુરૂપ પાત્રો.

**અભયસિંહ** .........રત્નપુરનો રાજરક્ષક રાજા.
**દુર્મદ** ................અભયસિંહનો દુર્ગુણી પુત્ર.
**જયમલ્લ** ............દુર્મદનો ( ઉસ્તાદ ) ગુરૂ.
**પ્રતાપ** ..............માજી રાજાનો દૂરનો ભાણેજ એક શેનાપતી અને મૃણાલિનો થનાર પતિ.
**અજીત** .......... ....દુઃખી ઉમરાવ પુત્ર. કાન્તાનો થનાર પતિ.
**કિશોર** .......... ....અજીતનો નાનો ભાઇ.
**જસાજી**......... .....વૃદ્ધ ગરાસીયો કાન્તાનો બાપ.
**પોપટશા**.............સોલીસીટર. લહેરીનો કાકો અને રંભાનો પિતા.
**લહેરી** ...............પોપટશાનો ભત્રીજો, રાધાનો થનાર પતિ અને લટપટનો મિત્ર.
**નથુચંદ**..............પોપટશાનો જુનો મિત્ર, મોહિનીનો પતિ અને રાધાનો પિતા.
**લટપટ**................નથુચંદનો ભત્રિજો અને રંભાનો થનાર પતિ.
**કુરજ**.................પોપટશાનો ખાનગી નોકર.
**આબડશંકર** બી. એ...એક ગ્રેજ્યુએટ.
**મીરજા ઘાસલેટ**......ટેલરીંગ કંપનીના માલિક.
**તોપસિંહ**............દુર્મદનો હજુરીઓ.

## સ્ત્રી પાત્રો.

**રાજબા**..............અભયસિંહની નવી સ્ત્રી અને દુર્મદની માતા.
**મૃણાલિ**...............રાજ્યની હકદાર વારસ અને માજી રાજાની પુત્રી.
**કાન્તા**.................જસાજીની પુત્રી.
**રૂખી** ..................કાન્તાની નોકર.
**મોહિની**..............નથુચંદની નવી સ્ત્રી અને રાધાની સાવકી માતા.
**રાધા**..................નથુચંદની પુત્રી.
**રંભા**..................પોપટશાની પુત્રી.
**હિરા** ..................પોપટશાની નોકર.

એ સિવાય, પ્રધાન, અધિકારીઓ, દાસદાસીઓ, દરબારીઓ, બેલીફ, હોટેલવાળા, બીલકલેક્ટરો, વારાંગનાઓ અને સીપાઇઓ વિગેરે-વિગેરે.

# પ્રસ્તાવના.

મહેરબાન સદગ્રહસ્થ ભાઇઓ આજના ચાલુ જમાનાની લાયક નાટક કંપનીઓમાં જે ગાયનો વંશમોર થએલા તે ગાયનોના સુર કોપી કરી શ્રી આરાસુર જગત દેવીઅંબેશ્વરીને શુભ શબ્દથી વધાવી આ મંડળીએ ઘણો આભારલીધેલો છે.

એક વાર ચોપડી ખરીદ કરી તમારી બનતી મહેનતે શ્રી દેવી પ્રાર્થના થાય અને સદબુદ્ધી પાત્ર થાઓ તે આ ચોપડીનો હેતુ છે અને કાંઇ પણ ભુલચુક આવેથી ક્ષમા કરશો.

## દોહરો.

કુત્તા હુઆ ઉસ્માલકા, ધંધા કીયા જંજારકા;
હરદય ભયા ચંડાળકા, દેવી નમ્યા તો કયા હુવા.

## લાભાર્થ.

સદરહુ અગાઊ ગ્રાહક થનારને અમારી મંડળી તરફથી શ્રી દેવી વીજય ભાગ ૧ લાની કીમત રૂ. ૦—૨—૦ આને આપવામાં આવે છે. અને પાછળથી તે ચોપડીની કીમત રૂ. ૦ ૩ - ૦ આના રાખી છે વીશેષ મંડળીને અગાઊ ગ્રાહક તરીકે શ્રી દેવી વીજય ભાગ ૨ જામાં નામ નોંધાવવા મહેરબાની કરશો.

લી. સેવક.

બહેચરલાલ મોતીલાલ.

દરીઆપુર નાની સાલેપરી.

અમદાવાદ.

ॐ

॥ श्री सत्य अंबीका जयते ॥

# શ્રી દેવી વિજય.

## ભજન સંગ્રહ.

### ૧ સ્તુતી.

પ્રથમ વંદુ શ્રી અમર સુરી,
સીદ્ધી બુદ્ધી સાયક ગુણવંત ગાયક;
પ્રણમું ત્રીર્થ શ્રી આરાસુરી.
મંડપ માંહી સદા જયકાર, સુપદ ગાએ વારંવાર;
આરાસુરનો આ વીસ્તાર, નમી ગુણ ગાઇએ.
શ્રી મા દરબાર પ્રથમ.

### ગા. ૨ પદ.

કરી દેવી જોત પ્રકાશી આશી.
અદભુત રચના બલીહારી.
જોઈ જોઇ મહાકાળી. કરી.
સાર સાર સૃષ્ટીનો દેખી;
વીચીત્ર મતી થઈ માહરી; કરી.

આરાસુરમાં અંબા બીરાજે, ચુંવાર બહુચર બાળી, કરી.
અવની માંહી આશરો તારો, સેવક સદ્ગતીપાર ઉતારો
દક્ષીણમાં તુળજા ભવાની પાવાગઢ મહાકાળી. કરી.

## ગા. ૩ મારી જગમગ જોત જાગીરે એ રાગ.

મારી રક્ષા કર તુ ભવાની.રે
માતુ દેવી જગતંબા અમારીરે. હોજી.
પાપ પ્રલય કરવાને હુ આરાસુર આવ્યો.
ચાર જુગની રાણીછોમા દર્શનથી હરખાયોરે હોજી. મારી.
અંબા ભવાની આદ્ય ઇશ્વરી જે રંગથી તે રાચ્યો.
દુઃખ વાદરથી ભરમાઇ ઘેરાઇ તે થકી મુજને દીપાવ્યોરે. મારી.
ચંદ્ર ચકોરી ચીતડુ ચોરી પવીત્ર દર્શન દીધા
ડુગરા વાળી ડોસીમા જાણી આનંદી રસમય પીધારે. મારી.
દેવી દયાથી સઘળી ઉપાધી છોડી એમજ ત્યાગી
બહેચર કહેછે તરસે સંતો ભકતીના વૈરાગીરે હોજી. મારી.

## ગા ૪ જાગો જાગોને અંતરના બેલી નાથ વીનવું કરજોડી

જય, જય, જુગતંબા, મોરીમાત પ્રણમું કર જોડી,
અંબા દુભાશો મા ક્ષમાઓ રહી થોડી
પાપી પુરો પસ્તાશે કહુ કરજોડી જય.
સાખી--અંબા ઓ અલબેલડી રચી રૂદય મન સાંત
રૂષી મુની ગાંધર્વો ઘણા, ગાય તારૂ ગુણ ગાન;

દુનીઆમેં રંગ છોડી તમ સંગમે પ્રીતડી જોડી.
જાગો જાગોને ભવાની મોરી માત,
તારો સેવક તારૂણી જય જય.

## ગા. ૫ હું ભજન કરીશ હરીનું એ રાગ.

હું ભજન કરીશ અએશ્વરી ભવાની માતા;
આરાસુરમાં વીકટ ભય લાગે,
જાણુતુ મીથ્યા મમ મુકી; ભજન
જાવુ આરાસુર તણુ, એ વાતથી બંધાઉછુ;
રાખો ભરૂસો રૂદયમાંહી, તેથી સુખી થાઉં છું.
છોડો દયા લાવી મુને આરાસુર તણી રજા દીયો;
સુભ ભકતના સહેવાસમાં ગુણ માજીના ગાવા દીયો. ભજન.

## ગા. ૬ ગરબો. સુ નટવર વસંત થેઇ એરાગ.

કેવો ખીલી રહયો છે આ વસંત રંગ;
સોહે વસંત રંગ, ઘણો સંઘમાં ઉમંગ. કેવો.
સાખી—વસંત રૂતુ રાજય છે, ભકતો બહુ હરખાય;
પ્રેમી જનો ત્યાં મલી, ગુણ દેવીના ગાય.
સોભે સુંદર દેવળ, ઉર જામે આનંદ;
વ્યાપી રહી શ્રી વીશ્વ પ્રીતે જુગતંબે. કેવો.
સાખી—રૂતુ રાજ્યના સમયમાં, જગ્તપ્રફુલ્લીત હોય;
ઉમંગ વ્યાપો વીશ્વમાં, દીસે ન દુઃખી કોય;

ચંચળ બને છે ચીત આ, વીરહના દુઃખથી.
સુભકત ધરે મેલાપે અતી આનંદ. કેવો.

## ગા. ૭ સામરીયાજી કરજો મારી સાયરે એ રાગ.

અંબા ભવાની દર્શન તારાં ચાહરે,
તેને સુખ સંપત માતાજી મમ આપજોરે;
લુછો માજી નયણાં કેરાં નીરરે,
દીન સેવકને સરણે સદા રાખજોરે;
ઉમંગ છે આજે ભારી, ગાય ગુણ નરને નારી.
માજી છો ગબ્બરવાળી સુખ બહુ દો રસાળી,
ચાલતા આરાસુર આવ્યા, તે નીભાવજોરે. લુછો.
આનંદ ઉર અપાર, તારા માન સરોવરે;
કાડયા જળથી બહાર શગાળશાના વહાણ; તો,
કષ્ટ કાપોને માજી સુખ આપોને;
ગબ્બરવાળી તું દયાળી, પાવાગઢમાં મહાકાળી;
ચુંવાળમાં બહુચર બાળી, દક્ષીણે તુળજા ભવાની;
કહે સેવક તમ ભકત તણા, ભય ટાળજોરે. લુછો.

## ગા. ૮ મારા મનના માલીક મળીઆ એ રાગ.

જઇ દેવી સ્થાને મલીઆ,
આરાસુરી દર્શન કરીઆરે. જઇ.
સત્ય પ્રકાશી કર્યા તે મા મુજને લાજ રાખી ત્રીપુરારી;
માજી સેવક લેજો તારી;

સદા સેવક આનંદમાં ફરીઆરે. જઈ.
અસરણ સરણના છો મા બેલી;
આશ સફળ કીધી મહારી,
થાશે દેવી જય જયકારી;
રૂષી મુની દેવ આશ્રય મળીઆરે જઈ.

ગા. ૯ જારે જાડેજા લુગડાં ધોવા એ રાગ.

દીન દયાળુ અંબે મા, ભવતારૂણી મા વારે ધાજે;
હો. ... ... ... ... મા.તુ
સંસારમાંથી તાર્યા મા, સુપદ આપવા ધાજે
હો. ... ... ... ... બેલી,
ભજન ભજીશ તારૂ હમેશાં, પાપથી મુક્ત કરશો માતા
અંમ સેવક વાણી વદે, તે રૂદય ધરજે;
હો. ... ... ... ... તારૂણી.
અદ્ભુત કળા તારી મા, ભવસાગર ભારીજે;
તારજે મા નતુથી અજાણુ જે;
હો. ... ... ... ... જુગતંબા.

ગા. ૧૦ મંજરીએ મનડુ મોહયુ રે મનગમતા એ રાગ.

ભકતીથી મનડુ મોહયુ રે,
મનગમતા મોરી માત;
અમારા મન ગમતા મોરી માત.
અંબા દીલડુ અમ પ્રોયુરે; મન.

સાખી – માજી અંબા મુખ થકી ઓચરૂ વારંવાર;
મન ભકતી ભાવે કરી, થાશે જયજયકાર. મન.
ચંદ્ર તારા સુર્યનુ, તેજ આપે અતી સાર;
માનવી તો મીથ્યા બકે, થાશે પાપ ઓદ્ધાર.
અતી કપટી દીલ મન ખોયુંરે. મન.

## ગા. ૧૧ સ્તુતી.

નમીએ ચરણ શ્રી આરાસુરી;
પરદુઃખ ભંજન ભારી, વારે થાશે દેવી મારી;
સત્ય સુખ સાર ભય દુઃખ હરનાર;
બેલી થાશે શ્રી આરાસુરી આવાર.
જય જુગતંબા પ્રેમજ પાવો સુખથી રમવા;
પ્રેમી સેવકને લેજે તારી, ભવસાગરમા પાર ઉતારી;
ગીરીરાજ ગબ્બરવાળા મોરીમાય નીરખી,એ ચરીએ વારંવાર

## ગા ૧૨ મળજો વીમળ જશ રામનો એ રાગ.

મળજો જશ અંબે માતનો આ દુનીઆ માંહી;
સેવકનો છે ઓદ્ધારરે આરાસુર માંહી.
સાખી – ઘટ ઘટ માળા મે કરી ફેરવી નીજ એકાંત;
સત્ય છે શ્રી આરાસુરી ઓચરીએ જય જયકાર.
ભકત સેવકની કીધી સાયરે આરાસુરવાલી, સેવક
સાખી – મનંની આશ ધરો મહીં પાપ પુન્ય વીચાર.
કપટી દીલ જો હશે પાપીનો અંતેકાળ.
અરજ ધરજો અંબે માતરે, ઓ માવડી મારી સેવક.

સાખી—મન દઈને ભાવે કરી, વંદીએ અંબે માત;
નીજ સેવક ચર્ણમાં રહ્યા, દઈ છે સહાય;
સુખ સંપત માજી થાયરે આ અવની માંહી.

ગા ૧૩ બચ્યા કચરા કંઇ સાવથા એ રાગ.

આનંદ અતી આરાસુરમાં ગાજે જય શબ્દ ગગન વીષે
નાદ ઘંટડીના પડે કર્ણપર સોભા સ્વર્ગ સમાન દીસે,
ગયા દર્શન કરવા તે સુખી થયા;
નાહતા નીર્મળ નીર, પાપ પ્રલય થયા,
પાપી પ્રપંચીઓ, પાપમાં રહ્યા;
સુપંથે પડયા તેતે સુખી થયા. આનંદ.

ગા. ૧૪ અલી જોજે મનાતી ભોલી મેના. એ રાગ

માજી જોજે મનાતા ભોલી અંબા,
જુગતંબા સેવકો તમને મીઠું બોલી;
માજી જોજો દેતા મન ખેલી. જુગ.
પ્રેમે કપટ દીલ દાઝની, મનમાંહી સમાવશે;
સદગુણ સુભકતીથી અંબે તને પ્રસન્ન થશે;
માજી—શકતી જોત સ્વરૂપ, અંબેશ્વરી મહાકાળી;
ચર્ણ પુજી નમી ભજતાં રાખું રૂદય દેવીશ્વરી. જુગ.

ગા. ૧૫ ગરબો.

હે કૃપાળુ માત અંબીકા;
જુઓ ન જરા ભકતના ભણે મા; હે કૃપાળુ.

રોજ તારૂ રટણ કરૂ ધ્યાન મા તારૂ નીત્ય ધરૂ;
ભક્ત સંકટ સામો ધાવને હે કૃપાળુ.
વદન કોટી ચંદ્ર ચળકે, ચુંદડી ઓઢી અમુલ્યે;
ખડક ચમર ત્રીસુર લીધા હાથરે;
અસવારી કીધી કેસરી તણી મા હે કૃપાળુ.
ચંદ મુડ ચુસી લીધા, દૈતના મા દંડ દીધા,
પાપ નીવારો મોરી માતરે. હે કૃપાળુ.
સેવક જન શરણે મા આવીને ચર્ણે નમે મા.
હે આરાસુરી રાય. હે કૃપાળુ.

ગા. ૧૬

ૐ નામ સ્મરણ કરતાં દેવીના ગુણ ગાવુ,
સદા સુકૃત્ય કરીને મનુષ્યોએ હરખાવુ;
પાપ પ્રપંચ હરવા પડે, પુણ્ય મારગ જાવુ.
દેવીના દર્શન કરતાં, આનંદ રસમય થાવું;

ગા ૧૭ માનીકના બાળક સૌ માનીક એ રાગ.

માજીના છોરૂ સો માજી, સૌના શ્રી કીરતાર,
પાલન હાલન છે સૃષ્ટીમાં, સો અંબે તારે પાર;
સેવકનુ સદા જય કરતુ,
ભાવ્યુ નવ કોઈનાથી મળતુ;
સૃષ્ટી સર્વે તેને આધીન છે ગરીબના જે માત; માંસો.

જાણો તમારી જીંદગી,
સુ સંસાર માંહી જાણવુ;
રૂષી મુની દેવ સુકૃત્યોથકી,
પોતા તણુજ પ્રમાણવુ માંસો.

ગા. ૧૮ સખી સ્વરૂપ મહીમન મોહનમે એ રાગ.

ભજો ભાવ ધરી આરાસુરીને નીરખો છબી અંતરના નયણે
તજી કુડ કપટ જે આવે અહીં, દુ:ખ સઘળા તેના જાય અરે
સદ મીત્રો અને સુસંગ થકી, દુ:ખ દાવાનળ જાય બળી.
નીચ લોભી અને વળી ખર જનને, કદી દાન ન દેશો આપ અરે
દઈ દેવીનુ નામ પીએ મદીરા, તેવા સંત થકી સદા રહો
અળગા.
વ્યભીચાર કરે મન માનો વળી, જીવ પ્રાણીનો પાપી
પળમાં હરે.
થઇ ઉંચ કરે નીચ કર્મો સદા, તે વીપ્રને દેવુ ન દાન અરે;
નભવા તમ દેશી તણા ગરીબોને, ભણવો ગણવો સુખી થાયઅરે
ભુત ડાકણ કે વળગી વંતરી, એમ કહી કહી ધન હરે;
એવા જનને જન જાણો તમે, ઝુડ એ વળગે સુખ ક્યાંથી અરે;
વળી સાંત થઇ ભુખો આજ સમાજે ના કાજ વખાણો
અનેક અરે;
કરો માત પીતાની સુભ સેવા, કર્મે તમને દુ:ખ નારે પડે.
અંબાજી કને હરવા ફરવા રમવા જમવા નીત્ય આવો અરે;
કોટેશ્વર ગબ્બર પુજન કરતાં તેથી અબા મા મનાય અરે;

## ગા. ૧૯ અમે જઇશુ હવે અમે જઇશુ રાજ એ રાગ.

અમે જઇશુ અંબા જઇશુ હવે અમે જઇશુ માત;
ફરી દીન આવો લાવજો,
સંપત સુખથી નીભાવજો;
પ્રેમે રાજ પ્રસરાવજો; અમે
દીન દીન તમસુ પ્રસંગ પાડી; દર્શન દેજો દાડી દાડી
તમ સેવકને સદબુદ્ધી દઈ જરૂરથી નીભાવજો.
ફરી દીન આવો આવજો; અમે

## ગા. ૨૦

જય જય રામ મુખે બોલો;
બોલો મુખે બોલો.
ભય ભીડ જગત તારનાર;શ્રી બેસી અજામેરનો ઓધ્ધાર.જય.
,, પતીત પાવન સીતારામ ,,
સાની ધપ મપ ગધની સા
તીર કીડ તીર કીડ ધા ધા. ધા.
થોમ્ત થોમ્ત કીડ હા. હા. હા. જય.

## ગા. ૨૧ કહે સખી પુરાય કયાંથી કોડ એ રાગ.

આ જગ રચીયુ અજબ શકતીએ કરાય કયાંથી તોડ.
કહે જન કરાય કયાંથી તોડ
ભાવે ભજ તુંશ્રી અંબેશ્વરીને મુકી સૌ માથા ફોડ. કહે.
ભકતી કરે જો શ્રધ્ધા ધારી
પામે અલોકીક ગતી ન્યારી

નાના મોટા સૌ જેની આગે રહે સદા કર જોડ. કહે.
કેવળ પુસ્તકથી નવ સમજાયે ગુરૂ વીણ જ્ઞાન કદી નવ થાએ
દેવી ભકતી વીણ જગમાં જનની હરાય જીતી હોડ. કહે.

## ગા. ૨૨

ઘણાંરે ઘેરણ માજી કયાંથી લાવ્યાજી
માજી ઘણાંરે દાહાડાની ઊંઘો આવીજીરે. ઘણા.
છપના કેરો દુકાળીઓ આવ્યોજી.
એતો કળજુગના વાયરા વાયાજીરે. ઘણા.
સંતો જાણી કહે પોકારે શી વાણી વદે આધારે.
દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે
કલજુગના રાજ્યમાં ધર્મ બીચારો ભટકેજી. માડી. ઘણા.
ઓહંમ સોહંમ જાપ જપે ને ૐ શબ્દ ઊચારે
જગતમાં કર્તા હર્તા નારાયણી નામ સંભાળે. રેજી ઘણા.

## ગા. ૨૩ ગરબો

હમીરસંગજી રાજ આરાસુરી પરતાપે રાજ કરો છો
મા ધરીયાં ભાવ રૈયતને સુખ દેવા ધ્યાન ધરોછો
અંબા ગુણ સાગરના રસીયા, પરતાપ વધ્યો માતા હસીયા
આવી દાંતા આરાસુર વસીયારે. હમીરસંગજી.
રાજા મહોલ અતી સુદ્દીર ઘણાં કીલ્લા બુડજાની થાએ નમણા
શુરવીર શત્રુ ઘણા હણીયાંરે. હમીરસંગજી.
આરાસુર દાંતાની સોભા ભલી. માયા મમતાળુ રઈયત મલી
રાય રાખોછો મહેર ઘણીરે. હમીરસંગજી.

ચોસઠ જોગણી સાથે ગરબે રમે નવ લખ ચીર પહેરી ગબ્બર ભમે.
માજી દરસન દોછો તેજ સમેરે. હમીરસંગજી.
માજીના દેવળ અતી સુંદીર, સેવક સુખ લેવા આવે મંદીર.
જાપ જપે શીશુ નરને નારીરે હમીરસંગજી.
માજી ચાચર રમવાને આવો સાથે બહુચર બાળી લાવો
બેનડીઓને પુષ્પે વધાવોરે. હમીરસંગજી.

## ગા ૨૪. શુ કહુ કથની મારી રાજ. એ રાગ.

દુ:ખી થાય છે આ દેશ બીચારો ભ્રાત.
ન જ સૌ ધર્મ વીચારો.
દેશ દુ:ખી છે ને તમે શું મોજ મજા ઊર ધારો.
કાર્ય કરો કંઈ દેશના હીતમાં શકતી સર્વ ઊગારો ભ્રાત.
સકલ સૃષ્ટીમાં અપમાનજ પામે નથી કોઇ સધીયારો.
તેત્રીસ કોટી તનુજ છતાં નીજ કહેવાય રંક બીચારો ભ્રાત
દેશ જે દેવોનો પ્રીય છે સકલ જગતથી ન્યારો
અસુરને હણવા શ્રી જુગતંબે જ્યાં લીધા અક્ષય અવતારો ભ્રાત.
જાગૃત થાવો ઊઠો મમ બંધુ નથી સુવાનો વારો
સેવો સદા જો અંબેશ્વરીને તો સફળ જન્મ તમારો ભ્રાત.

## ગા. ૨૫. ખોટી માયા ખોટી કાયા એ રાગ.

ખોટી માયા ખોટી કાયા જુઠી માયા જુઠી કાયા.
શુભ પંથે ચાલો ભાઇ ભજન કરીએ હેતથી. માનુ
નામ ઇશ્વેશ્વરીનુ ભજતાં ભક્તો તાર્યા જંજાલથી

ભક્ત સીંધુ મધ્ય ઝાઝ તારણી.

એ અજાણ્યુ તમ નથી. ભજન.

ચાર પાંચ મળી ચાચર આવ્યા

દેવી ચાચર ચેતી માત

સુર ભરી ગુણ ડંકા વાગ્યા ગાયે ચોક આરાસુરીમાંય. ભજન.

## ૨૬ ગજસન્ન કરા લે વીચાર એ રાગ

મનવા કરી લે વીચાર સાથે કલીયુગ અવતાર
ભજો મન અંબે મુખ પોકાર સતીયા કરે જય જયકાર
આવોને જીવ સુખેથી મળીએરે હોજી પુરા ભક્ત હોય ત્યાં
જઈ ભળીએરે હોજી.
જાણીતો આવીઓ અવતાર સાથે દગાખોર વેપાર
જાવું છે આરાસુર દરબાર થાશે સદગતી અવતાર. રે હોજી.
આવો.

ભેરવ બટુક અંબે પાસ ગબ્બરવાળા મોરી માત.
સુંદર ઝાડીનો પરકાશ રે. હોજી. આવો.
આરાસુર દર્શન કરવા જાય પાપી પ્રપંચે ભરાય
કહોને દેવી અંબા માય સતીયા કેવી રીતે સમાય
કલ્લીયુગ છોડી સ્વર્ગે જાય. રે. હોજી. આવો.
પરભાતે ગબ્બર પર જાય સુખેથી દર્શન માના થાય
કપરે દીલ મન દોરાય વાદર દુ:ખનું ઘેરાય.
ચાર જુગની માતા અંબા કાલ્ય આવશો ને કપટી રાય.
રે. હો. જી. આવો.

## ૨૭. હર ફેશનમાં પોઝીશનમાં એ રાગ.

હર ફેશનમાં પોઝીશનમાં ઓયસ ગોઓન આરાસુર
જે ભાળતા સહુ કહેતા ગુડડે પ્લીઝ વેલકમ
માયાળુ મમતાને ડેલી હેપી આહાહાહા.
ફેઓ આઈ ગ્લાસ આંખ ઊપર જુઓ ગબરવાળી
શક્તી પ્રકાશી માની દરટી થયા ધુળ ધાણી
ગાસ્તેલ નાંખ્યુ માંથામાં વોચ ખીસ્સે ઘાલી
જાતા આરાસુર ચાલી અંતે થયા બે તાલી
,, જુઓ ડરટી મેન હાલી ,,
See to dirty men. gone Said mother please come.
સીટુ ડરટી મેન ગોઓન સેઈડ મધર પ્લીઝ કમ
દેવી આરાસુર રાણી સેવકો મુને જાણી
અંબા ભવાની કાહુઊં શક્તી પ્રકાશી જાઊ હર.

## ગા. ૨૮ માલન આવી બીકાનેરસે. એ રાગ.

દર્શન કરજે શ્રી અંબે માતનુ સુભ ભાવ ધરીને
આકીન રાખી કુમતી કાપી પ્રેમે ભજતુ માય
દેશ સારેકે લોક આવીને નમે જેને પાયરે. સુભ.
ભાવ વીના કદી ફલ નવ હોએ કરજો કોટી ઊપાય
જગતંબાની કૃપા હોઈ તો જવાનુ થાયરે. સુભ.
અનેક જનના અમી દ્રષ્ટીથી પુર્યા મનોરથ મનના
સર્વ સ્થળે એ વ્યાપી રહી છે દુઃખડા કાપ્યા તનનારે. સુભ.
સુર સત્વની સાહ્ય કરીને હણીઆ દુષ્ટ અનેક
કહેત બેચર સુણ મુસાફર સેવ તુ રાખી ટેકરે. સુભ.

ગા. ૨૯ મહેમાન થયા તમે માહરા એ રાગ.

ગબ્બરવાળી મોરી માતા
સ્વીકારશો વૃત પાળી
સત્ય પાળી કરે અરજ ધારી વ્રુત પુર્ણ કરે ભવાની
ધરી અંબા રૂદય અંગે
કરીએ રમત તમ સંગે
જુલાવશો ગમત રંગે. સ્વીકારશો
જેવી દરશન વીનાની નારી
પામે કેવી રીતે ધારી
અંબે આરાસુરી મારી
સેવકના છો ઓધ્ધારી સ્વીકારશો
સેવક સુપદ ગાયે તમારા
ભલા છો ગબ્બરવાળા દેવી માહરાં
શીર માજી મુગટ છોગાળા, સ્વીકારશો
કોઇ ધરે નહિ અમર નામે
તેને રહેવું કયે ઠામે
તજો વ્યર્થ બધી મસ્તાની
સત્ય સહે છે ભવાની. સ્વીકારશો.

ગા. ૩૦ ગરબો.

મા. ધન અંબા આરાસુરની રાણી
સેવે ચાર જુગમાં જાણી. ટેક.
મા. પહેર્યાં લીલુડાં ચીર ચર્યાં, ભોજન વેળા થાયરે મા
આતસમાં સેવક આવે ત્યારે, સોભો અંબીકા માતરે મા.

મા. સુખેથી દર્શન દીધા આજે, સેવક ચર્ણ પડયોરે મા
ભવાની મા કૃપા કરો ત્યારે દાસ તારા હરખાયરે મા
મા તારી આરતી ગાયે નર નારી વાગે દુંદંભી ઢોલરે મા
સાયંકારે ચાચર ઘોયો ત્યારે ગરબા ગાયે સૌ ચોકરે મા
મા સણગાર ધરીયાં અતી રૂડા મોહ્યા મુનીવર ભુપરે મા
આનંદની હેલી વર્ષી ત્યારે, લાગુ સકલ મહા રૂપરે મા.
મા ક્ષત્રાણી સુરવીર રાણી, સૃષ્ટી સકલ કરી ભુપરે મા
મહીષાસુર મર્દન કીયો ત્યારે, ધરીયુ અદભુત સ્વરૂપરે મા

ગા. ૩૧ આશક ખરબુચા જેવા એ રાગ.

ઈશક ખરબુચા જેવા માશુકનો પુર દમામ
જાણે ગબ્બરપર તેઓ ઇશક બહુ હેરાન. ઈશક
જાણે ગબરપર સૌએ પાપી પાપોથી ભરાય
ભમર છુટે છે પાહડોમાં બીચારા બહુ અથડાય. ઈશક
અગાગી નારી અળગી વાણી છુટે છે મમકાળ
કૈલાઈ ગબ્બરપર તે ક્ષમા કર હે મારી માય. ઈશક
અંબા અંબા હુ કરતો જાનો ગબ્બર પર તઈ
સુખેથી પોહોચ્યો માની સેવા લીધી સવાઇ. ઈશક

ગા ૩૨ ગજલ.

પરમ સુખની વીધાતું અચળ યશ પ્રાપ્ત માતા તુ
રૂદયને ધર્મ દાતા તુ અમારી અંબે માતા તુ
ચરણ ધરૂજી તને ભજતાં જગતના દુઃખ ભય તજતાં
સદા ભક્તી ઊરે સજતા જપુ મુખ અંબે માતા તુ

મણી મુક્તાસુ રત્નોથી રસેલી ઈશ યત્નોથી
પુજાએલી પ્રયત્નોથી અમારી અંબે માતા તુ
બીચારા બાળ બહુ તારા સહેતા કષ્ટ અતી ધારા
છતા તારાજ રહેનારા ગણીને અંબે માતા તુ
નહિ પરના થનારા એ અધર્મ ના જનારા એ
રહી નીજ દેશ ધારાએ ઊચરશે અંબે માતા તુ
રૂષી મુની દેવ ગાંધર્વો ઊજવશે ઊન્તી પર્વો
વહી મહીમા સુખે ગર્વે કહીને અંબે માતા તુ
શીશુ નરનારી જય કહેતા સહસ્ત્રે આશીશો દેતા
વધાવી વારણા લેતા ઓચરીએ અંબેમાતતું
ગુણી ગુરો વીપ્ર કે જ્ઞાની ખરા જે દેશ અભીમાની
ગણીઆ જીંદગી હાની ભજે છે અંબે માતા તુ
સુણી તુજ નામના બોલો ઊછરતી હર્ષના છોલો
રૂદયનો શબ્દ આ પહોળો કહેતા અંબે માતા તુ
ગવાતા સા તમારા ગીત રૂદયમાં જે વહે છે પ્રીત
ભણીને સર્વે સાંતી ઓચરીએ અબેમાતતું.

ગા ૩૩ લશકરી રાગ.

સુરવીર ભકતો શુ રણ ક્ષેત્ર આરાસુર
આનંદ ઊડાવો અતી...મશહુર.
વીજય અતી જય બેલી અજમેર

સંકટ સહસ્ત્ર હરનારી શ્રી વીશ્વેશ
નીશ કડ પડ તડની એ ધા. ધા. ધા.

નીધ પમ ગધની સા. સા. સા.
શ્રી દેવી આરાસુર રાણી મમાયા દેવી
ભક્તી તારી પાર ઊતારી જય જય જુગતદંબા દેવી.સુર

ગા. ૩૪

શ્રી આરાસુરી તારનાર સાય કરોને મારી.
સાય કરો મારી ઈશ્વરી દેવી દીન દયાળી. શ્રી આરાસુર.
ઝંઝારમાંહી જાળવી રાખી પ્રેમ ભક્તની ભીડ ભાગી
ભક્ત સીંધુ દુઃખ તારનારી હે દેવી દીન દયાળી. શ્રી આરા.
સીંહ સ્વારી ત્રીસુર ધારી અસુર હણ્યા સાયકારી
આપો ધર્મ અર્થ જેય કામ શકતી દો પ્રસારી શ્રી આરાસુ
મહાલક્ષ્મી મહ કારી માતા સરસ્વતી બહુચરબાળી
કામાક્ષી કનાકઈ અંબુંદા હરસીધ્ધ હેત વધારી. શ્રી આરા.

ગા. ૩૫

હે દેવી ભવાની તે કૃપા કરી. ( ૨ )
કૃપા કરી આહા..........ભાવ ધરી. દેવી.
અબીલ ગુલાલને ચુવા ચંદન.——
કેશર કસ્તુરી અરપુ ભાવ ધરી. હે દેવી.
તુજ સેવકને સાય કરીને———
ભયથી પાર ઊતારો ફરી. હે દેવી.
સુણી અર્જ તુ મમ રૂદય વીચારી———
આવી હતી મોરી છેલ્લી ઘડી.
બચાવી લીધો મુને અંબેશ્વરી, હે દેવી

હરનીશ ગાવે જે ભાવ ધરીને———

સંત વાણી જાયે એ સંસાર તરી. હે દેવી. रामसंकर

ગા. ૩૬ વારા જાઊરે સાવરાઆ તોપેવાગનારે. એ રાગ

સૌ નીશદીન રટીએ પ્રેમે આરાસુરી નામનેરે.

આરાસુરી નામનેરે. ( ૨ )

તન મન ધન સૌ અરપણ કરીને પ્રેમ થકી અમે પુજન કરીએ.

હેતે ધરી વર આનંદે સૌ ફરીએરે. સૌ ફરીએરે

ભવાની મા સૌ પારે આપે પ્રાતઃસમાં વીવીધ ફલ ફુલ લાવે

અતી આનંદે અરપુ ભવાની માતનેરે. ( ૨ ) ભવાની

માતનેરે. ભવાની

અદ્દભુત રચના અતી કરૂણારી સાય થા તુ દીન દયાળી.

અતી પુષ્પ મંગળથી વધાવીએરે. સૌ વધાવીએરે. ( ૨ ) સૌ

૩૭ ગજલ સબે દદ ગમ કયુ બસર હો ગઇરે

હે દીન દયાળુ શ્રી અંબે, સદ્દબુધ્ધીથી ભવ સમુદ્રજ તરીએ

મનુષ્ય દેહ ફરા ફરી નવ ધરીએ તુજ કૃપાથી જન્મ કૃતાર્થ

કરીએ. દીન.

હરનીશ ભક્ત તવ પારે આવે વીવીધ પ્રકારથી પુજન કરાવે

મન વાંચ્છીત કામના પુરણ થાએ અતી હર્ષથી સૌ તમ

ગુણ ગાયે. દીન.

લીલા કહું શું તવ છબી અતી ન્યારી આનંદીત તે

સોભે સારી

આરાસુરી મા છે ગમ્ભઃ વાળી દેવ સુખી કર્યા દાનવ મારી. દીન.

ખરેડીથી ચાલી કેશર ગંજ આવે ત્રણ કોશ છેરે ગંગાજી
સોહાવે.
પુર્ણીમાએ ત્યાં મોટો મેળો ભરાયે સ્નાન કરી સઊ સ્વસ્થ
ચીત્ત થાએ. દીન.
રાજ તરફથી જયાં દાનજ લેવાએ ત્યાર પછી માના દરબારે
જાએ.
સંધ્યા સમય તવ પારે આવે ઊત્તમ પ્રકારથી પુજા રચાવે. દીન.
થાર ધરી સર્વ તમ ગુણ ગાવે અતી આનંદ ત્યાં સર્વને થાએ
ભોજન કરી તવ ચાચર આવે નવીન પ્રકારની રમત રમાવે.દીન.
કોટેશ્વર ગબ્બર સૌ જાએ હોય પાપી તે ત્યાં લય થાએ
પાંચ રાત્રી દીન પુરણ થાએ પછી ભક્ત જન વીદાયજ
થાએ. દીન.
તુજ ચર્ણે જે સદનીષ્ઠા રાખે તારી કૃપાથી અતી સુખ આપે
દુઃખ દરીદ્ર તેના દુર થાએ નીશદીન તવ યશ ગાન ગવાએ દીન.

ગરબો ૩૮

ચાલો ચાલો અમારે મંદીરીએ
તારી વાટ જુવે બહુચર બાળી
તેને સમજાવે અંબા મા પ્યારી
અંબા મા ચાલો બહુચર માહાલો
અજઇ મા ચાલો અમારે મંદીરીએ
માના પીતર લોટા જળે ભર્યા
દાતણની છબી છે ન્યારી. અંબા મા
માની તાંબા તે કુંડીઓ જળે ભરી

નાવણની છબી છે ન્યારી. અંબા મા.
માના રૂપા પ્યાલા ઘીએ ભર્યા
મરદનની છબી છે ન્યારી. અંબા મા.
માની સેવ સુંવારી લાવસી
ભોજનની છબી છે ન્યારી. અંબા મા.
માને પાન સોપારી એલચી
મુખવાસની છબી છે ન્યારી. અંબા મા.
માના સાબ સોનાના છોગટા
રમતની છબી છે ન્યારી. અંબા મા.
માને સાબ સીસમનો ઢોલીઓ
પોઢણની છબી છે ન્યારી. અંબા મા.

ગા ૩૯

અંબેશ્વરી મા સુભ કરે છે શંકા ધરો મન શીદ પ્રાણી
રાક્ષસ મહીષાસુર મચાવી કેરો કોપ્યા માતા તેને જાણી
નીજ સેવક તુજ ચરણે નમે છે વાગે થાય તું સહસ્ત્રાણી
વીષ્ણુ વીરંચી પાર ન આવે શીવ સમાધી લાગી જાણી.
સંત જોગેશ્વર ધ્યાન માનુ ધારે સાય થાએ શ્રી બ્રહ્માણી અંબે.
રહી મંદર જગતમાં સર્વે શેત સુત સુર સંસારે
બ્રહ્મા વીષ્ણુ ઇંદ્ર જોગેશ્વર મુખે ૐ શબ્દ સંભારે. અંબે.

ગરબો ૪૦

હે બેની જઇએ આરાસુરી ચોકમાંરે લોલ
ખેલો ગરબા અતી આનંદથી

બેની! જોને ડોલે સૃષ્ટી આનંદમાં
    પ્રેમ જામ્યો ઊરમાંહી ( ૨ ) પેલો
માનુ સુદીર દેવળ ઘણું સોભતુરે લોલ
માના ચોકમાં ચાચર ચેતતીરે લોલ
ગાએ નરનારી સૌ આનંદથી
પ્રેમે પ્રેમથી વીહારી બેની રંગમાં
ગાયે સંઘમાં અતી આનંદમાં. હે બેની.

સાખી. –ઘર ઘર થાજો સુભ બંધવા ઘર ઘર પતી વૃત નાર
ઘર ઘર સુખડા રેલીને થાજો અંબે જય જયકાર.
બેની જોને ડોલે સુષ્ટી આનંદમાં
ભવાની માજી ભરૂષો તારો ભારીરે લોલ
રંગમાં ઊમંગ સેવક રમાડતીરે લોલ. પેલો.
પુજ્ય સૃષ્ટીમાં ભવાનીને પુષ્પ પ્રેમથી
જેગમાયાને જમાડો અતી આનંદમાં
સુભ સત્ય સંગમાં અતી જંગમાં. બેની.

ગરબો ૪૧

માજી મારા મંદીરીયામાં આવતા રહો
આવતા રહો મને ભાવતા રહો. માજી.
માજી પ્રેમીની પ્રીત નીભાવતા રહો
માજી સેવકને શીરપર ગાજતા રહો
માજી દુઃખીઆના દુઃખ સર્વે કાપતા રહો
માજી વાઝીઆને પારણું બંધાવતા રહો. માજી.

સાખી. પ્રાતુસ કાળે મા સુંદરી બાળા બાળ સ્વરૂપ.
તારૂ તેજ અતી ઘણુ માજી દો નીરંતર સુખ.
માજી મારા મંદીરીયામાં આવતા રહો.
સાખી. મધ્યાન કાળે મદ્ય ભર્યા મા તારૂ અકળ સ્વરૂપ
તેજે ત્રીભુવન મોહી રહ્યા મોહ્યા ભલ ભલા ભુપ
માજી મારા મંદીરીયામાં આવતા રહો
સાખી. ચોસઠ કુંભે મદ્ય ભર્યા એવા છો અકળ અરૂપ
સાયંકારે માતા ચુંદરી તમારૂ વૃધ્ધ સ્વરૂપ.
માજી મારા મંદીરીયામાં આવતા રહો
સાખી ચોરી પહેરી ચંપાવતી લેલાટ દામણી સાર
ગાંડા ઘેલા ત્યાં આવતા મા દુઃખીયાનાં દુઃખ હરનાર
માજી મારા મંદીરીયામાં આવતા રહો.

## ગા. ૪૨ ગરબો.

અલબેલીના વાજીંત્ર વાગીયાં,
માના ગરગડીઆ રે નિશાન, અંબા ઓઢે ચુંદડી. ટેક.
માજી ફુલ ફગરનો તે ઘાઘરો, માને સાળુડે કસબી કોર; અં.
માને લીલા તે ગજનું કાપડું, માને જગ મોતીના છે હાર; અં
માને કલ્લાંને કાંબી સોભતી માની કાળી ગાંડીએ રતન
જડાવ. અંબા.
માને નાકે તે નથણી સોભતી, માની ટીલડીએ રતન જડાવ
અંબા.
માના પગ પ્રમાણે ઝાંઝરા, માની દશે આંગળીએ વેઢ અંબા.

માને સોળ સણગાર અતી સોભીતા;
માની ચુંદડી તે લાલ ગુલાલ—અંબા.
માના હાથે તે ચુડીલા સોભતા, માની પાંચીએ રતન જ-
ડાવ; અંબા.
માને અંબોડે ફુલડા સોભતા, માની ગુંથેલી છે વેણો અંબા.
માજી સેવકના દુઃખડા કાપતા, તાહરે પારે આવી સુખી
થાય. અંબા ઓઢે ચુંદડી.

ગા. ૪૩ આરતી

ભો ભાગો ભક્તોના ગીત ગુણીજન ગાશે. મા.
લાખો ગાઉને છેટે (૨) લખપતી રહ્યા આશે;
સુખકર તુ અંબા. ૧
રટના રહે છે તે વળી રટશે, નક્કી તારૂ નામ. મા.
છો દુખ ભંજન દેવી (૨) ડર કોનો આ ઠામ સુખકર.
દાતા દાન દઇને સદા હરખાતા મન. મા.
મા મેરા મનવાળા (૨) સદા રહો પ્રસન્ન. સુખકર.
તમ ભક્તી કરી ભાવે, રહે સુખીયાં સહુ જન. મા.
એવુ સપત એ વાચે, (૨) ઠામ ઠામ આનંદ. સુખકર.
પાપ પ્રપંચ પ્રજાળી, દયા ધરમ સજશે. મા.
સુભ નીતીથી સંકટ (૨) જલદી દુર થશે. સુખકર.
ભારત કેમ ભીખારી ભુખનું દુઃખ કાપે, મા.
કલેશ કુસંપ હરવા (૨) નીર્મળ મતી આપો. સુખકર.
ચોખ્ખી હવાને મન વળી ચોખ્ખાં આરાસુર આવી મા.

બ્રહ્મચર્ય સંભળે (૨) એ સુખની ચાવી, સુખકર.
રૂષી મહર્ષી જ્ઞાની પ્રથમ સમાન થજો, મા.
ઘર ઘર વૈકુંઠ ધામા (૨) તેવા સદાએ હજો. સુખકર.

ગા. ૪૪

અચલ નૃપતી રાજવીર,
ધૃતી કુંડીલ તજાવો ગંભીર;
સત્યપ્રકાશ હે જગદીશ.
ચરણ શરણ નમાવીએ શીશ;
ભુમંડલા દેવ વીશ્વપતી.
આપો સુમતી કાપો દુરમતી.

સમાપ્ત.



# સંસારી મહાત્માનો પ્રપંચ. અને પાપથી વરતો ગોટાળો.

## પ્રકરણ ૧ લું.

દેવ દા વ દેવી માતાનું પ્રેમથી પુજન કરો,
રાખો આશ રૂદય તેની સુભ કર્તવ્ય આદરો;
કલ્યાણ દાતા એ વિધાતા, દેવી અંબા મોરી માતા
નીજ શેવક તુજ ચરણ નમીઓ શાંતી દે તુ આપવા;

એક સમયે દેવલોક રાજમંડળ ભરી બેઠા હતા તેવામાં નાર જીએ પ્રવેશ કીધો. ઇંદ્ર રાજા વીગેરે દેવ લોકોએ નાર દજીને આસન આપ્યું અને વાતચીત કરવા લાગ્યા.

ઇંદ્ર કહે – નારદજી કલીયુગ વીષેના સમાચાર કહો.

નારદજી – ઇંદ્ર રાજા કહ્યા કરતે કરી બતાવું છું.

આ પ્રમાણે નારદજી વાતચીત કરી અવની વીષે પધાર્યા અને જંગલમાં આવેલા પહાડપર વીશ્રામ કીધો, તેવામાં જોગી વેષે ફરતો સુરસીંહ ત્યાં આવી નારદજીને પોતાના આશ્રમમાં લઇ ગયો.

સુર, મહાત્મા સંત મહારાજ સર્વે ઇશ્વર કુદરતીથી અભ્દુત રચના બની હે ઓર સર્વે મહાન રૂષી મુની આવા ભયંકર જંગલોમાં તપ આદરી પોતાની કાયાનું કલ્યાણ કરતે હે.

નારદજી મહાત્મા એ બાત સચ્ચી હે.

આ સમયમાં સીકારે નીકરેલો રાજા ચંદ્રસીંહ ત્યાં આવી પહોચ્યો ને નમસ્કાર કીધા.

મહાત્મા—બચ્ચા સુખી રહે.

સુરસીંહ મહાત્મા ચંદ્રસીંહનો ખાસ દુસ્મન હતો અને તેનો ભઇ હતો પણ જોગીને વેશે હોવાથી ઓળખી ન શકયો.

સુરસીંહ-મહાત્મા—હે રાજા ચાલ આશ્રમમાં.

ચંદ્રસીંહ પોતાને આશ્રમમાં ગયો. આશ્રમમાં જઈ સુરંગ ખોલી અંદર જવાનો વીચાર કીધો આવા મહાન જંગલોમાં સુરંગો ઘણી હોય છે તેથી ચંદ્રસીંહ દરકાર નહિ કરતાં સુરંગમાં ગયો પણ સીંહના પંજામાં સપડાયો.

મહાત્મા ચંદ્રસીંહ. તારા ઈષ્ટદેવનું સ્મરણ કર. આ સુરી સમશેર તારૂ ખુન પીવા માગે છે.

ચંદ્રસીંહ—કોણ સુરસીંહ આહા સુરસીંહ તે મને પાપ પ્રપંચ રચી દગાનો ફટકો માર્યો ખેર ભાઇ લે આ રૂદયને તારી સમસેરને ભોગ આપ.

મહાત્મા—ના, ના, તેમ નહિ કરૂ રીબાવીને મારીસ.

સુરસીંહ મહાત્મા સુરંગમાંથી બહાર નીકળીચંદ્ર નગર આવવા વીચાર કીધો ચંદ્ર નગરમાં આવી અક રાક્ષસનું રૂપ લઇ દેવાલયમાં પ્રવેશ કીધો ને ભોગ લેવા સારૂ અગ્ની કુંડ બનાવ્યો.

ચંદ્રસીંહ પાપી સુરસીંહના પંજામાંથી કયારે છુટો થઇશ હે દેવી જોગમાયા, જુગતંબા તુ તારા સેવકને સાય

નહિ કરે તો કોને કરીશ. હે દીન તારૂણી આ પાપીના પંજામાંથી છોડાવ.

ચંદ્ર નગરમાં રાજ કચેરી ભરી દીવાન નારસીંહ બેઠા છે ત્યાં કુમાર બાબુસીંહ આવ્યા હતા.

બાબુસીંહ –દીવાન સાહેબ મારા પીતાશ્રીને શીકારે ગયે બહુ દીવસ થયા અને આપણી રાજ્યની સમીપે કોઇ રાક્ષસ દર રોજ એક ભોગ લીધા કરે છે.

નારસીંહ – સીપાઇ આપણા રાજ્યના ભુવાને દાખલ કરો.

દેહલો ભુવો –બાપા હાજર છીએ પણ આજે મારા ઘેરથી ભોગ આપવાનો છે તો કેમ કરૂં?

નારસીંહ –તમે ભુવા લોકો ભેગા થઈ દેવી પાસે યાચના માગો.

દેહલો જેવી બાપાની આજ્ઞા.

દેહલો, જેહલો, વીહલો વીગરે ભુવા દાખલુ વગાડતા અને ધુણતા દેવીસ્થાને ગયા. ને કેહેવા લાગ્યા.

હે દેવી જુગનંબા દીન કરૂણારી જોગમાયા જગતમાતા તારા ભુવાનુ સત જાળવવું એ તારા હાથમાં છે માટે તુ અમારા ઉપર દયા કર આ પ્રમાણે પ્રાર્થના કરી જેથી સુરસીંહ માહાત્માએ વીચાર કીધો કે માણસ વધારે છે તો હું નહિં ફાવી શકું.

ત્યારે દેવી રૂપે ગરજના કીધી હે ભુવાઓ જાઓ આરાધના કરવાથી તમારો ભોગ લેવા નથી માગતી. ભુવા લોકો

ખુશી થયા અને આનંદથી ઘેર ગયા. ને બોલ્યા.

હે જોગમાયા આરાસુરવાળી તારા નામને દરરોજ સેવીશું માડી સદા કૃપા કરજે,

કરૂણારી દયા સારજો, સદા સેવક અપાર;
કપટી દીલ સેવક તણું કાપો કષ્ટ જયકાર.
શ્રી દેવી અંબા સર્વનો જય કરો?

## પ્રકરણ ૨ જું.

રાત્રીના અમલે કુમાર બાબુસીંહ શહેરની નગર ચર્ચા જોવા નીકરેલા છે તે વખતે પેલા મહાત્મે કુમારને જોતાં મનમાં હરખાયો ને વીચાર કરવા લાગ્યો. ખરેખર આવેલો શીકાર જવા દેવો નહિ. આથી તે મહાત્મા કુમાર પાસે આવી ઉભો રહ્યો.

બાબુસીંહ- અરે મનુષ્ય રાત્રીના સમયમાં તું કયાં જાય છે અને તું કોણ છે.

મહાત્મા—કુમાર હું તારો કાળ જાણતો નથી દગાબાજી દુનીઆને દોરાવનાર આ જુલમી રજપુત તારો કાકો સુરસીંહ ચાલ તૈયાર થા.

બાબુસીંહ- કાકા સુરસીંહ સીંહના બચ્ચાને છંછેડી સાર નહિ પામે તું જાણતો હોઈશ કે મહાન પુરૂષ મહર્ષી વીગેરે દેવતા લોકો પોતાના સત્ય અને સુર આધારે ઝુમી રહેલા છે.

મહાત્મા—લવારી બંધ કર અને ચાલ મારી સાથ મહાન સંકટમાં બાબુસીંહને સપડાવી પોતાની શ્રી ગંડકી ગંગા ઉપર આવેલી અઘોર ગુફામાં લઇગયો અને ગુફામાં મુકી ચાલ્ય

તો થયો બાબુસીંહે જાણ્યું કે પાપીના પંજામાં સપડાયાછીએ.

હે કરૂણાસીંધુ દીનદયાર તારી અકળગતી ઘણી ન્યારી છે એને તારા દીન કુમારને આ પાપીના પંજામાંથી બચાવ.

એવામાં ઇંદ્રસ્પરથી ઉર્વશી નામની અપસરા આકાશ માર્ગે ગંગાના કીનારા ઉપર આવી તે ઘણી ચમત્કારી હતી ને તે ગંગામાં સ્નાન કરવા ગંઈ એવામાં બાબુસીંહ ત્યાં આવ્યો તેણે ઉર્વશીના કપડા પડેલા દીઠા તે લેઈ શંકરના દેવસ્થાનમાં જતો રહયો અને દેવળના દરવાજા બંધ કીધા તેવામાં તરતજ ઉર્વશી અપસરા ત્યાં આવી અને કરગરવા લાગી. હે કુમાર આ બાળાને ભભેરી સુખ નહિ પામે અને અમારા લીધેલા કપડા આપી દે અને તારે જે જોઇએ તે માગી લે.

બાબુસીંહ—ના એમ તો નહિ. આપનુ વચન આપો.

ઉર્વશી—લે મારૂ વચન છે.

બાબુસીંહ—હું આપને પરણવા માગુછું.

અપસરાઓ—અરે કુમાર આમાં શું માગ્યું કાંઈ બીજુ માગી લે.

બાબુસીંહ—ના મારે એ જોઇએ.

ઉર્વશી—ભલે ચાલો ત્યારે.

એવામાં નારદજી આવી ગાંધર્વ વીવાહ કરાવી ચાલતા થયા. ઉર્વશીએ પોતાની સખીઓને છેલ્લા અફસોસ ભરેલા પ્રણામ કીધા અને બાબુસીંહ સંસારીમાં લપટાયો રાજ્યપાઠ વીગેરેની આસ્થા રાખી નહિ. અને આનંદમાં રહી મોજ મજા માણવા લાગ્યો.

## પ્રકરણ ત્રીજું.

ચંદ્રનગરમાં આહાકાર વરતઇ ગયો છે કુમાર બાબુસીંહ તથા ચંદ્રસીંહ ગુમ થયા છે પણ જેને રામ રાખે તેને કોણ ચાખે. પ્રાતસકાળમાં દીવાન નારસીંહ રાજ દરબાર ભરી બેઠા છે ત્યાં જુલમી મહાત્મા સુરસીંહ પણ છુપા વેશે આવેલો છે.

નારસીંહ—સેનાધીપતી નવલસીંહ રાજકુમાર રાત્રીના ગુમ થએલા છે વાસ્તે તેમની સોધ કરવી જોઇએ.

નવલસીંહ—દીવાન નારસીંહજી આ કોઈ બહારવટીયાનુ કર્તવ્ય હોવુ જોઇએ. ભલે મારા સુરા સામંત હું તને અઘોર જંગલો ગુફાઓ, પહાડો વીગેરે સ્થરોમાં જાઓ અને નેક નામદાર તથા કુમાર બંનેની સોધ કરો: આથી શુરો સામંત એકદમ સોધ સારૂ નીકળી ચાલ્યો.

નારસીંહ—નવલસીંહજી સંકટનુ વાદર ઘણુ ઘેરાયેલું છે કોઈ આપણા ગામની સમીપે રાક્ષસ મનુષ્ય ભોગ લીધા કરે છે તેનો બંદોબસ્ત કરવો જોઇએ નહિતો રઈયત પાયમાલ થઇ જસે.

નવલસીંહ—નારસીંહજી તે પાપી રાક્ષસની પાસે જવાનો આજે મારો વારો છે.

નારસીંહજી—અરે પ્રભુ જો સુરો નવલસીંહજી રાક્ષસનો ભોગ થઈ પડશે તો રાજ પાયમાલ થઈ જશે માટે હે ઇશ્વર આ ભયંકર કસ્ટમાંથી બચાવ.

મહાત્મા સુરસીંહે જાણ્યું કે આજે નવલસીંહ પધારે છે આથા તે વિચાર કરતો રાત્રીના અમલે દીવાનના કુમારનું

ખુન કરવા ગયો ને કુમારનુ ખુન કીધુ અને તે કુમારને લઈ ગામની ગુણીકાના મહેલ આગર નાંખ્યો.

સુરંગમાં ફસાએલે ચંદ્રસીંહને સ્વર્ગથી આવેલા શ્રી નારદજીએ બહાર કાડયો પરંતુ ત્યાંના ભીલ લોકોએ ચંદ્રસીંહને અટકાવ્યો અને તેની સાથે ઝપા ઝપી કીધી તે રાજવીર હતો પણ અંતે તેમાંના મહાનભીલે એકદમ ઉપાડી ગંગામાં નાંખી દીધો.

નદીનું મહાન પુર જોશ આવવાથી ચંદ્રસીંહ તણાયો

પ્રપંચ પીડાયે પળમાં, ઘડી ન લાગે વાર;
સત્ય રાખ્યે સંત તે, અંતે જયજયકાર.

નવલસીહ રાત્રીના અમલે રાક્ષસ જ્યાં મનુષ્ય ભોગ લેતો હતો ત્યાં આવી પહોચ્યો પણ રાક્ષસે દીવાનના કુમારનુ તેજ વખતે ખુન કીધુ હતુ આથી નવલસીંહજીની ધ-રેલી ધ્રતી પુરી ન થઈ શકી છેવટે અફસોસ થઇ નીસાસા નાંખતો પોતે પાછો રાજયમાં આવ્યો સવાર થતા રાજ્યમાં ખુમરાણ થઇ કે દીવાન સાહેબનો કુમાર માર્યો ગયો આ ચર્ચા આખા નગરમાં ફેલાઇ તેવામાં કોઇ અકલવાન પુરૂષ ગુણીકાના ઘર આગળથી જતો હતો તેને પડેલા કુમારનું ખુન નજરે આવ્યું આથી તેણે એકદમ ગુણીકાને પુછયું કે આ કુમાર કેમ માર્યો.

ગુણીકા—ભાઈ હું આ વાત જાણુતી નથી ને આતો દિવાનનો કુમાર છે ભાઈ કાંઈ ઉપાય બતાવ. નહિ તો મારા પ્રાણનો ત્યાગ થશે.

અકલવાન—ગુણીકા શાંત થા નીચીંત રહે તને લગારે

ઈજા ના આવવા દઉ તો મને શું બક્ષીશ આપીશ.

ગુણીકા—ભાઈ મારી અડધી મીલકત તને લખીઆપુ છુ ને મને બચાવ.

આથી અકલવાન પુરૂષે તાંબાના પતરાં ઉપર લખાણ કરાવ્યું કે આ કુમારની લાશ ગુણકાના મેહેલ આગર પડેલી હતી તે અકલવાન પુરૂષને સોંપી છે.

આ પ્રમાણે લખાણ કરી તાંબાનુ પતરૂ તથા કુમારનો પોટલો બાંધી અકલવાન લેઈ ગયો.

અંતે સત્યમેય જયતે.

## પ્રકરણ ૪ થું.

મહાન સંસારમાં લોપાયેલો ચંદ્રસીંહનો કુમાર બાબુ સીંહ તથા તેની પત્ની મેનકા ગંગાના તીરે ચોપાટ ખેલતા હતા તેવામાં કોઈ પક્ષીની આકાશ વાણી થઇ કે મહાન રાજા ચંદ્રસીંહ ગંગામાં આવે છે પરંતુ બાબુસીંહ ન સમ જતાં મેનકા સમજી ગઇ અને આપણા હાલના રીવાજમાં પણ જો કાગડો ઘર આગર કે મોભારે કાકા કરે તો કહે કે આજે તમારે ઘેર મેમાન આવશે આવુ પણ તુત ચાલે છે.

મેનકા—કુમાર કોઈ ચંદ્રસીંહ ગંગામાં તણાતા આવે છે બાબુસીંહે પોતાના પુજ્ય પીતાને તણાતા જોયા તેથી તે સુર્છાગત થઇ ગયો ને ભાન ન રહયું પણ સતી મેનકા તે મનુષ્ય પાછળ ગંગામાં પડી તેવામાં પોતાને આશ્રમે જતો કપટી સુરસીંહ ત્યાં આવ્યો ને કુમારને જોતાંજ ઉપાડી ગુફામાં પસાર થયો.

મેનકાએ ચંદ્રસીંહને બહાર કાડયો અને તેને શુદ્ધ આવી

ચંદ્રસીંહ—આપ કોણ છો.

એકદમ અવળી પુંઠ બેસી બોલવા લાગી.

હું દેવાંગના છું પરંતુ વચનને લીધે મારા લગ્ન ચંદ્ર નગરના કુમાર બાબુસીંહ સાથે કીધેલાં છે.

ચંદ્રસીંહ—ઓહો પ્રભુ તારી શી અબદ્દુત લીલા પણ બાબુસીંહ કયાં છે.

મેનકા—હું તમને પકડવા આવી ત્યારે કોઇ પાપી આવી બેશુદ્ધમાં ઉપાડી ગયો છે.

ચંદ્રસીંહ—બેશુદ્ધ શાથી થયા.

મેનકા—મને અગાઉ ભાસના થઇ કે આપ આવો છો તેથી મે તેમને કહ્યું કે કોઈ બળવાન પુરૂષ ચંદ્રસીંહ નામના આવે છે તે આપને જોઈ બેશુદ્ધ થયા તેવામાં આપ આવ્યા

ચંદ્રસીંહ—મેનકા સર્વ વાતથી વાકેફ થયો છું અને જુલમી સુરસીંહ તે કુમારને ઉપાડી ગયો છે અરે સુરસીંહ તારા નીચ કર્મોનો ત્યાગ કર આ પાપના પોટલે કઈ અવનીમાં છુટીશ અરે કર્મચંડાળ તારા પાપના પરપોટા અતે ફુટશે.

મેનકા—બસ હવે જે થવાનીહતી તે થઈ ગઈ. પરમેશ્વર સૌ સારાં વાનાં કરશે.

સાયંકારના વખતે દીવાન નારસીંહના કુમારનું સબ અકકલવાન પુરૂષ જ્યાં મનુષોનો ભોગ લેવાતો હતો ત્યાં લેઇગયો અને દેવીના કમાડ ઉઘાડયા—હે દેવી જોગમાયા ઘણા વખતથી લેનારી ભોગ. આજે મારૂ કાર્ય ધારેલુ પુરણ કરી

આ ભોગ માની લેજે એમ કહી અકલવાન પુરૂષે અગ્ની વગરના કુંડમાં નાખ્યો અને પાછો પોતાને ઘેર આવ્યો પણ ગુણીકાના મહેલ આગર ખુન પડેલુ હોવાથી સર્વેએ જાણ્યું કે ગુણીકાએ કુમારને માર્યો છે આથી સર્વે ગુણીકાને લઇ રાજદરબારમાં ગયા ને ગુણીકાએ કુમારને માર્યો એમ સાબીત કરી ગુણીકાને નજર કેદમાં રાખી.

## પ્રકરણ ૫ મું.

સુરો સામંત સુરસીંહની સુરંગની હદમાં છાવણી નાંખી રહયો છે ત્યાં આગર સુરસીંહ કુમારને ઉપાડી લઈ જતો હતો તે જોઇ શામંતે અટકાવ્યો.

સામંત—અરે દુષ્ટ કયાં જાય છે સબુરખમ આ બાળક ક્યાંથી લાવ્યો.

સુરસીંહ—તું કોણ છે તારે તેની શી પરવા છે હું જાણુંછું કે તું ચંદ્રનગરનો સામંત છે પણ યાદ રાખજે આ સમશેરનો ભોગી ના થઈ પડે.

સામંત—કર્મચંડાળ બકવા બંધ કરી કુમાર મુકતો જા નહિતો તારો કાળ થશે.

આ પ્રમાણે વાદ વિવાદ થયા બાદ બંને શમશેરથી લડવા લાગ્યા. ત્યાં એકદમ સામંતે બુમ મારી કે પકડો પકડો આથી આશ્રમમાં બેઠેલા ચંદ્રસીંહ અવાજ સાંભળતાં એકદમ સામંતની મદદે આવી પહોચ્યો અને પાછળથી મેનકા પણ આવી પહોચતાં ચંડાળ સુરસીંહને કેદ કર્યો અને મેનકા પોતાની અલૌકીક માયા વડે વૈમાનમાં બેસાડી સર્વેને ચંદ્રનગરમાં લઇ ગઈ ને સીપાઇએ વધામણી

કીધે કે આપણા રાજ્યમાં નેકનામદાર તથા કુમાર વિગેરે આવે છે આથી આબુ નગર દિવાન નારસીંહ તથા નવલસીંહ વિગેરે આનંદભેર સામા આવે છે

ચંદ્રસીંહ—દિવાન નારસીંહ આપણા રાજ્યની બુરી હાલત હશે પણ હવે પરમેશ્વર કૃપાથી આબાદ થઈશું.

નવલસીહ—નેકનામદાર દિવાન સાહેબનો કુમાર માર્યો ગયો છે તેનો પત્તો લાગતો નથી પણ હું જાણુંછું કે આ પાપી સુરસીંહના હાથે કર્મ થએલું છે.

ચંદ્રસીંહ - સુરસીંહ તુ તારા નીચ કર્મોનો ભોગી થઈ ચુકયો છું અને તું હવે જીવવાની આશા રાખીશ નહિ અને તારા બહારવટી ા પરાક્રમોનો હેવાલ કહે.

સુરસીંહ—ભાઇ ચંદ્ર મે મારા પુર્વેના દત્તથી મારા કર્મે ચરીત્રો કીધા ને આ કુમાર મે માર્યો છે ને તે ગુણીકાના મેહેલ આગર નાંખ્યો છે. તેવામાં અકલવાન પુરૂષ રાજ્યમાં નેકનામદારના ચરણે આવી નમ્યો. ને કહેવા લાગ્યો અન્નદાતાર આ લેખ વાંચી મને ઘટતી શીક્ષા આપો.

ચંદ્રસીંહ લેખ વાંચી ને બોલ્યા કે અકલવાન તું તથા ગુણકા નીર્દોષ છો વાસ્તે તમારૂ પહેલા મુજબ રાજ સંભારી લો અને ખુટતાં નાણાં લઈ આબાદ રહો. દીવાનના કુમારનું ખુન અકલવાન લઈ આવ્યો ને સુરસીંહની સાથે મેલાવી ઉર્વશી મેનકાએ પોતાની કટાર લઇ સુરસીંહના હૃદયમાં ભેકી આથી સુરસીંહ મરણ થયો ને દીવાનના કુમારનુ સબ લઈ એકદમ આકાશ મારગે ચાલી ગઇ.

બોદે એ પડે.

વગર ઇજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

બાદશાહી સાબુઃ—સફાઇથી વાળ દુર કરવા માટેજ છે
બાદશાહી સાબુઃ—ચામડીને ઇજા કર્યા શીવાય વાળ દુર કરે છે
બાદશાહી સાબુઃ—રજીસ્ટર નં. ૫૨૯ તપાસી ખરીદ કરવો
બાદશાહી સાબુઃ—હીંદુસ્તાનમાં સાત હજાર દુકાનોપર વેચાય છે
બાદશાહી સાબુઃ—ત્રણ સાબુના બાક્સનો રૂ. ૧) પો. જુદું

હીંદુસ્તાનમાં જગે જગે વેચવા માટે એજન્ટો જોઇએ છીએ.

સી. સી. મહાજન એન્ડ કું.
શેખ મેમણ સ્ટ્રીટ—મુંબાઇ.

---

# બાદશાહી બ્યુટી વૉટર.

મ્હોડા ઉપર શીળીનાં ચાઠાં પડેલાં હોય, ખીલ વારંવાર થઇ આવતા હોય તો જરૂર બાદશાહી બ્યુટી વૉટર લગાડશો. ફક્ત એકજ રાત લગાડવાથી તમામ ડાઘ દુર થઇ ચહેરો ખુબસુરત થાય છે અને તેની ખુસબો લાંબા વખત સુધી ટકી રહે છે.

કીમત બાટલી એકનો રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ જુદું.

સી. સી. મહાજન એન્ડ કું.
શેખ મેમણ સ્ટ્રીટ
મુંબાઇ.

# શ્રી વીજય આરાસુર મંડળીમાં અગાઊ થનાર

## ગ્રાહકના નામ.

| | | |
|---|---|---|
| | સ્પીનીંગ માસ્તર મણીલાલ મફતલાલ | મુ. સારંગપુર નવીપોર |
| | માસ્તર ભોગીલાલ રણછોડદાસ | મુ. રૂપાપરી |
| ૫૦ | પા વીરચંદ ભીજમદાસ. | મુ. લાલબાવાનો ટેંબા |
| ૨૫ | આચાર્ય રામશંકર કાસીરામ | મુ. બ્રહ્મપુરી નવો દરવાજો |
| ૨૫ | માસ્તર જીવણલાલ નારણદાસ | મુ. નાની હવેલીની પોર |
| ૨૫ | માસ્તર આત્મારામ ભાઇશંકર | મુ. સરખેજ |
| ૧૨ | મીસ્તર જમનાલાલ મોહનલાલ | મુ. નાની સાલેપરી |
| ૧૧ | શેઠ જીઆઈદાસ નથુદાસ | મુ. વીરમગામ |
| ૧૦ | પા. છગનલાલ જીવરામ | મુ. બારડોલપરૂ |
| ૮ | પા. મગનલાલ કેશવલાલ | મુ. મંડુરાપોર |
| ૬ | પા. મણીલાલ બાજીદાસ | મુ. નાની સાલેપરી |
| ૫ | પા. આત્મારામ ગોપાલદાસ | મુ. મોટી સાલેપરી |
| ૫ | મહેતા હકચંદ ભુદરદાસ | મુ. ખડદા |
| ૫ | પા. ચંદુલાલ છગનલાલ | મુ. બદાભગતની પોર |
| ૫ | પા. છગનલાલ સાંતીદાસ | મુ. સરસપુર તળીઆની પોળ |
| ૫ | પા. વીરચંદદાસ રાયચંદદાસ | મુ. સરસપુર " |
| ૫ | પા. છગનલાલ હરીભાઇ | મુ. " " |
| ૫ | માસ્તર મંગાલાલ હરીચંદ | મુ. આદાવૈદઆનું દહેલુ |
| ૫ | પા. નારણલાલ નથુભાઇ | મુ. રૂપાપરી |
| ૪ | પા. સોમાલાલ ત્રીકમદાસ | મુ. નાની સાલેપરી |
| ૪ | ઠાકોર મગાજી રણછોડ | મુ. રાજપુર |
| ૪ | હરીચંદ ચંદ્રસીંહ | મુ. લોધવાડ |
| ૪ | પા. વીઠલદાસ ઉગરચંદ | મુ. |
| ૩ | માસ્તર દાઉદ બનુભાઈ | મુ. અમલપુરા |
| ૨ | પા. મફતલાલ રણછોડદાસ | મુ. રૂપાપરી |
| ૨ | પા. પરસોતમ હીરાચંદ | મુ. રૂપાપરી |
| ૨ | પા. ગોપાલદાસ વરજીવન | મુ. રૂપાપરી |
| ૨ | પા. જીવરામ અંબારામ | મુ. શાહપુર ભવાનપરૂ |
| ૨ | પા. કેશવલાલ રણછોડદાસ | મુ. વાડીગામ પીપરાપોર |
| ૨ | ગણપતરામ દેવીદીન | મુ. હઠીનો ચોરો |
| ૨ | અમથાદાસ વાલદાસ | મુ. હઠીનો ચોરો |

| | | |
|---|---|---|
| ૨ | પંચમસીંગ મુળસીંગ | મુ. હઠીનો ચોરો |
| ૨ | ધનજી જમનાદાસ | મુ. ગોધવાડ |
| ૨ | તલસી હરજીવન | મુ. ધીકાંટા |
| ૨ | વાડીલાલ કેશવલાલ | મુ. નવાતરીઆની પોર |
| ૨ | ગણપતરામ મલકારજન | મુ. સરખેજ |
| ૨ | સીવલાલ જમનાદાસ | મુ. ગારડનરોડ |
| ૧ | છોટુભાઇ રામપ્રસાદ | મુ. હઠીનો ચોરો |
| ૧ | પા. અંબાલાલ મોહનલાલ | મુ. અંબીપર |
| ૧ | પા. દયાલાલ હરકીસન | મુ. હરમાનવાળી પોરમાં લાલ રોર |
| ૧ | નારણલાલ ભાઇશંકર | મુ. બ્રહ્મપુરી નવો દરવાજો |
| ૧ | ઇશ્વરલાલ મગનલાલ | મુ. લાખાપટેલની પોર |
| ૧ | કેશવલાલ સાંકરચંદ | મુ. સરસપુર બજાર |
| ૧ | માણેકલાલ જુગલદાસ | મુ. સરસપુર |
| ૧ | મોહનલાલ ઇશ્વરદાસ | મુ. હઠીનો ચોરો |
| ૧ | માધાલાલ જીવાભાઇ | મુ. ,, |
| ૧ | માધવલાલ પેલાભાઈ | મુ. સાંકડીશેરી |
| ૧ | સાંકરચંદ બહેચરદાસ | મુ. અમીપર |
| ૧ | વલ્લભદાસ ઓધવજી | મુ. સોનગઢ |
| ૧ | રણછોડદાસ છગનલાલ | મુ. બારડોલપુરા |
| ૧ | ગીરધરલાલ અચરતલાલ | મુ. કઇડવાપોર |
| ૧ | છોટાલાલ મણીલાલ | મુ. હરમાનવાળી પોર |
| ૧ | રામાલાલ પરશોતમ | મુ. ,, |
| ૧ | ગોવીંદલાલ મગનલાલ | મુ. ઝીપાપોર |
| ૧ | નથુભાઇ નીછાભાઇ | મુ. નવામાં |
| ૧ | બાઇલાલ ઇશ્વરલાલ | મુ. હરમાનવાળી પોર |
| ૧ | કચરાભાઈ પરસોતમ | મુ. રૂપાપરી |
| ૧ | સામર મોતીલાલ | ,, |
| ૧ | ગીરધરલાલ શીવલાલ | મુ. નાની સાલેપરી |
| ૧ | ચુનીલાલ લાલદાસ | મુ. વા[illegible]પર |
| ૧ | નથુભાઇ બહેચરદાસ | મુ. વીરમગામ |
| ૧ | પારી. મણીલાલ લલુભાઇ | મુ. વીરમગામ |
| ૧ | પારી. લાલજી હીરાલાલ | મુ. વીરમગામ |
| ૧ | પારી. વ્રજલાલ જેઠાભાઈ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | પા. રણછોડદાસ ઓધવજી | ,, |
| ૧ | પા. રણછોડદાસ ગણેશદાસ | ,, |
| ૧ | પા. કેશવલાલ જીભાઈદાસ | ,, |
| ૧ | પારી. વીઠલભાઇ સોમનાથ | ,, |
| ૧ | પારી પરસોતમ બકોરદાસ | ,, |
| ૧ | પા. મોહનલાલ ધરમદાસ | ,, |
| ૧ | ઊદેસીંગ પરવરસીંગ | મુ. ઢાલગરની પોર |
| ૧ | પા. છગનલાલ ધનશા | મુ. નાની સાલેપરી |
| ૧ | કાલાભાઇ ઘેમલ | મુ. સારંગપુર |
| ૧ | અરજણ રામજી | મુ. જારડનરોડ |
| ૧ | ગોપાલદાસ બહેચરદાસ | ,, |
| ૧ | પા. મગનલાલ હીરાચંદ | મુ. વાઘજીપર |
| ૧ | પા. ભોગીલાલ ખોડીદાસ | ,, |
| ૧ | પા. મોહનલાલ અમીચંદ | મુ. રૂપાપરી |
| ૧ | પા. ભાઇચંદ જમનાદાસ | ,, |
| ૧ | પા. ચુનીલાલ ત્રીભોવન | મુ. નાની સાલેપરી |
| ૧ | પા. સાંકરચંદ મફતલાલ | ,, |
| ૧ | ટેઇલર માસ્તર મગનલાલ નથુભાઇ | ,, |
| ૧ | ધુરાજી રવાજી | મુ. પ્રેમ દરવાજે |
| ૧ | ગુલાબજી રઘુસીંગ | મુ. ગાયકવાડની હવેલી |
| ૧ | ભટ રસીકલાલ દુરગાશંકર | મુ. ખાડીઆ |
| ૧ | બહેચરલાલ મોતીલાલ | મુ. જાંગીપર |
| ૧ | સોમનાથ બહેચરદાસ | મુ. રંગીલાપોર |
| ૧ | સોમનાથ બહેચરદાસ | મુ. વસ્તાદેવજીની પોર |
| ૧ | શકરાલાલ બહેચરદાસ | મુ. રંગીલાપોર |
| ૧ | રાત બાવા હવસા | મુ. નાની સાલેપરી |
| ૧ | આત્મારામ લાલદાસ | મુ. રૂપાપરી |
| ૧ | તરભોવનદાસ જેઠીશનદાસ | મુ. વાડીગામ |
| ૧ | પા. સોમાલાલ પરસોતમ | મુ. રૂપાપરી |
| ૧ | છગનલાલ રણછોડ | મુ. લોધવાડ |
| ૧ | સોની મોતીલાલ અંબારામ | મુ. લુણસાવાડો |

૧ માસ્તર સુખલાલ ઊત્તમરામ હારમોનીયમ ટીચર એન્ડ વોચમેકર

# ખેતી માટે પાણીનું સસ્તુ સાધન

ઊંડા તેમજ નજીક પાણીના કુવામાંથી તથા નદીમાંથી પાણી કાઢવાના મજબુત લોખંડના બળદથી ચાલતા નાળી-



યા રેંટ કી. રૂ. ૧૭૫ થી ૪૫૦ ના અમારે ત્યાં મળે છે એ ઉપરાંત હાથવતી ચાલતા, બળદથી ચાલતા તથા ઓઈલ એન્જીનથી ચાલતા તદ્દન નવી ઢબના છેલ્લામાં છેલ્લી શોધ મુજબના ઊંડા કુવામાંથી પાણી કાઢવાના દરેક જાતના પંપો તથા ઓઈલ એન્જીનો અમો કીફાયત ભાવથી વેચીએ છીએ.

તેજ દુરસ્ત કરી આપીએ છીએ તથા ગોઠવી આપીએ છીએ.

કીમત અને વધુ ખુલાસા માટે રૂબરૂ મલો અથવા લખો.

**અંબાલાલ એમ પટેલની કંપની.**
ઠે. દરીયાપુર નાની સાલેપરી
અમદાવાદ.

# ☞ ધુમ્ર વિનાશીની વટી. ☜

## કે જેઓ બીડીની બેડીમાં સપડાએલા છે.

તેઓને ખાસ અનુભવવા લાયક છે. જેથી તમો દિવસમાં ગમે તેટલી બીડી પીતા હશો તો પણ અમારી ધુમ્ર વિનાશીની વટી વાપરવાથી ટુંક મુદતમાં તમો બીડી પીતાં ભુલીજ જશો. ઘણા લોકોની માગણીથી મહા મુશીબતે આ વટી તૈયાર કરવામાં આવી છે જેથી અમો આવો અલભ્ય લાભ જાહેર પ્રજાને લાંબી મુદત આપી શકીશું કે કેમ? તે પણ અમો ખાત્રી કરી શકતા નથી વાસ્તે ફક્ત એકજ વાર વાપરવાને ખાસ ભલામણ કરવામા આવે છે કીંમત ૩૨ ગોળીની ડબીના ફક્ત આના આઠ રાખવામાં આવી છે પોસ્ટેજ મંગાવનારને સીર સમજવું લખો.

વી. ટી. દલાલ અન્ડ કો.

નડીઆદ.

## ॥ श्री सत्य अंबीका जयते ॥

મેહેરબાન સદગ્રહસ્થ કોઈ પણ ભુલ હોય તેને વાસ્તે મંડળી માફી માગે છે અને અમારો નવો લખાએલો શ્રી દેવી—વીજય ભાગ ૨—જે આવતા વરસે શરૂ થશે જેથી ફરી આ મંડળીમાં નામ આપવા આભારી થશો.